ગાંડીવ બાલોદ્યાનમાળા
પુષ્પ: :અઢારમું

# એક હતો કુતરો—

(ઇંગ્રેજી પરથી)




પ્રગટકર્તા—
ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮૦—કેળાંપીઠ,
સુરત.

તોફાની ટીપુડાની સમાલોચના કરતાં પ્રજામિત્રે લખ્યું હતું કે પ્રાણીઓને પાળવાનો એક પ્રજા તરીકે આપણને શોખજ નથી. એ વાત કેવળ સાચી છે. આપણે ધારીએ તો આપણા દેશના પશુબળનો પણ ઉપયોગ અનેકગણો—અનેક રીતે કરી શકીએ.

ને આવતી કાલની પ્રજામાં તો એ શોખ ખીલવવા જેવો છેજ એમ સૌ કોઈ સ્વીકારશે. તેથી ગુજરાતનાં બાળકોને ચરણે દેશ વિદેશના કુતરાઓનાં વિવિધ પ્રકારનાં પરાક્રમોની આ કથનીઓ ઈંગ્રેજીમાંથી ઉતારી રજુ કરી છે. આશા છે કે ગુજરાતના બાળકોને તે રૂચશે.

ગાંડીવ બાલોદ્યાનમાલા: પુષ્પ સાતમું

# બાળવિહાર (૧–૨)

આ ચોપડી ખાસ વખણાઇ છે અને તેની ત્રીજી આવૃત્તિ પણ બહાર પડી છે. એમાં વિજ્ઞાનના નિયમોને લગતી સરસ રસમય કથાઓ ચિત્રો સાથે આપેલી છે. બાળક જે હજારો સવાલો પૂછે છે તેના જવાબ એમાંથી મળી, શકશે. દાખલા તરીકે સૂરજ કેમ બાળે છે, પૃથ્વી કેમ ફરે છે, ઘી પાણી કરતાં હલકું કેમ, છાપખાનામાં કેમ છપાય છે, બલુન કેમ ઉડે છે, ભમરડો, કનકવો, વગેરે વગેરે અનેક સિદ્ધાંતોની રસભર ગૂંથણી કરવામાં આવી છે; તેર ચૌદ વરસની ઉમ્મરનું એક પણ બાલક એ વાંચ્યા વિના ન રહે. એને વિજ્ઞાનનો શોખ જાગશે, કુદરતની લીલા સમજાશે, દુનિયામાં આગળ ધપવાની તાલાવેલી લાગશે. કિંમત ૦–૧૨–૦ બીજો ભાગ ૦–૬–૦ ટ. ખ. જૂદું. અનેક પત્રોએ વિદ્વાનોએ, લેખકોએ, અને બાળ સાહિત્યના વિવેચકોએ એને વખાણેલું છે. વડોદરા રાજ્યમાં તેમજ સરકારી કેળવણી ખાતાએ ઇનામ વગેરે માટે એને મંજુર કરેલું છે. ઇનામમાં આપવા માટે એવી ઉત્તમ ચોપડી બીજી જૂજ હશે.

(૧)

## ભઠીયારાની લુચ્ચાઇ

વિલાયતમાં મોટા જાડા રોટલા વેચાતા મળે છે. એવા રોટલા બનાવી વેચનાર દુકાનને ભઠી-યારખાનું કહે છે ને તે દુકાન ચલાવનાર ભઠીયારા કહેવાય છે.

વિલાયતની રાજધાની લંડન છે. તેમાં "એક હતો કુતરો." એનો શેઠ એના પર ભારે માયા રાખે ને દરરોજ એને એક આનો આપે. તે લઇ કુતરાભાઇ ભઠીયારાની દુકાને જાય, ને ટેબલ પર પેલી આની મૂકે. ભઠીયારો તે આની લઇ લે અને

એને એક રોટલો આપે. તે લઇ કુતરો ઘેર જાય અને પછી રોટલો ખાઇ જાય. આમ રોજ ને રોજ ચાલે.

એક દહાડો પેલા ભઠીયારાને મન થયું કે લાવ, આની ઠેકડી ઉડાવીએ. એણે એવું કર્યું કે તે દિવસે કુતરો આવ્યો ને આની મૂકી એટલે એક ધગધગતો રોટલો તવા પરથી ઉતાર્યો ને એના આગળ મૂકયો. કુતરે રોટલાને મ્હોં અડાડ્યું. અડાડતાંજ તે દાઝયો ને સમજી ગયો. પણ એ કંઇ કાચો હતો? ઝડપ દઇને એણે તો ટેબલ પર ફલાંગ મારી, પેલી આની પાછી લઇ લીધી ને દુકાનમાંથી નાઠો.

પછી એણે એ દુકાને જવાનું માંડી વાળ્યું. તે દિવસથી બીજી દુકાન શોધી કાઢી, ને રોજ ત્યાંજ જવા માંડ્યું. પેલે ભઠીયારે તેને ફરી બોલાવવા બહુયે મહેનત કરી, પણ કંઇ વળ્યું નહિ. ઠેકડી એને મોંઘી પડી ગઇ. સહેજ ગમ્મતમાં રોજનું ઘરાક ગયું.

## (૨)

## એક જુની વાત

એક જૂની પુરાણી ચોપડીમાંથી આ વાત મળી આવી છે.

રોમમાં મોટી લડાઇ થઇ. રોમ ઇટાલીની રાજધાની છે. ત્યાંના લોકો વચ્ચે માંહોમાંહેજ મારામારી થઇ.

એ મારામારી ચાલતી હતી ત્યારે એક ગુલામને કોઇએ મારી નાંખ્યો. પણ કોણે ખૂન કર્યું તે કંઇ ખબર પડી નહિ. એ ગુલામ પાસે "એક હતો કુતરો." તેણે જોયું કે મારો શેઠ મરી ગયો. એ જાણી તેને ઘણો ગુસ્સો ચઢયો. એટલે પોતાના શેઠનું શરીર જ્યાં પડયું હતું તેની આસપાસ તે ફરવા લાગ્યો. કોઇને ત્યાં પાસે જવા ન દે. અડવા તો દેજ શાનો? કોઈ પાસે જવા જાય કે તરત દાંતીયા કરતો વળગી પડે અને કરડે. રાજાને એ વાતની ખબર પડી. રાજાએ તપાસ કરાવી, તો જણાયું કે ત્રણ દહાડાથી કુતરે કંઇ ખાધું નથી;

અને દહાડો ને રાત શબની આસપાસ ફર્યાં કીધું છે. તે પરથી તેણે હુકમ કર્યો કે કુતરાને ગળે સાંકળ નાંખો ને એને ખેંચી લો. શબને યોગ્ય રીતે અવલમંજલ પહોંચાડો તથા કુતરાને મારી પાસે લાવો. પછી રાજાએ કુતરાને પોતાની પાસે રાખ્યો.

થોડે દહાડે લશ્કરની કૂચ જોવા રાજા ઝરૂખે ઉભો. પાસેજ પેલો કુતરો હતો. સામેથી કૂચ કરતું લશ્કર જતું હતું. એક બે, એક બે, ઠપ્ ઠપ્ કરતા બધા સિપાઇઓ ચાલતા હતા ને રાજાને સલામ કરતા હતા. કુતરો પણ તે જોતો હતો. એટલામાં એકદમ કુતરો ઝરૂખામાંથી કુદી પડયો ને બે સિપાઇ પર તૂટી પડયો, ને તેમનાં કપડાં ખેંચવા માંડયાં. તેના ગુસ્સાનો ને તેની ભસાભસનો તો પારજ નહિ. તરત રાજાને શક પડયો, કે આ જ માણસો ખૂની હશે. બંનેને કેદ પકડયા. પછી તપાસ કરી તો વાત સાચી નીકળી. રાજાએ બંનેને યોગ્ય સજા કરી ને કુતરાને પોતાની પાસે

સંભાળથી રાખ્યો.

(૩)

## કેટલી બધી અક્કલ !

વિલાયતના એક ખેડુતે એક કુતરો પાળેલો. ખેડુતને ત્યાં મરઘાં કુકડાં પણ બહુ હતાં. એક વાર એવું બન્યું કે મરઘા મરઘીનાં બચ્ચાં બધાં ખેતરમાં આમતેમ ભટકતાં હતાં. એકદમ બરફ વરસ્યું. બચ્ચાં તો બધાં ઠંડીથી ઠરી ગયાં; ને જમીન પર પડ્યાં.

ઘેર તો સાંજે ખોળાખોળ થઇ રહી કે બચ્ચાં કયાં ગયાં ? કોઇને ખબર નહોતી કે શું થયું. પણ એટલામાં એકદમ પેલો કુતરો દોડતો દોડતો આવ્યો ને રસોડે ગયો. એના મ્હોંમાં એક મરઘીનું બચ્ચું હતું.

બચ્ચાને લઇ જઇ રસોડામાં એણે ચૂલાની પાસે ગરમાટમાં મૂકયું, ને ઝટપટ પાછો દોડયો. વળી પાછું બીજું બચ્ચું લાવ્યો ને પાછું તેને ત્યાંજ મૂકયું. એમ કરતાં કરતાં તે બધાંને લાવ્યો

ને બધાંને ગરમાટમાં મૂક્યાં. થોડી વારે ચૂલાની ગરમીથી બધાંની ઠંડી ઉતરી ને ધીમે ધીમે તેમનામાં જીવ આવ્યો. તેમને જીવતાં જોઇને ખેડુતના તેમજ કુતરાના હરખનો પાર રહ્યો નહિ.

(૪)

## કુતરો લંગડાય છે.

એક કુતરો એક વેળા રસ્તે થઇને જતો હતો. એટલામાં એવું બન્યું કે પાછળથી એક ગાડી દોડતી આવી ને તેનું પૈડું એના પગ પર ફરી ગયું, ને તેથી સખત ઇજા થઇ. એણે તો ખુબ બરાડા પાડવા માંડ્યા ને રડવા લાગ્યો. પાસેજ એક નાનું સરખું કારખાનું હતું. તેમાંના માણસો એની ચીસ સાંભળી દોડી આવ્યા. કુતરાને ઇજા થયેલી જોઇ તેમને ઘણી લાગણી થઇ. એક જણને જરાતરા આવડતું હતું, તેણે કંઇ લેપ લગાડીને એને પગે બરાબર પાટો બાંધ્યો; ને પછી જવા દીધો. બે ત્રણ દહાડા ગયા એટલે પાટો તો છૂટી ગયો. એટલે કુતરો પાછો લંગડાતો લંગડાતો

પેલે કારખાને ગયો. પોતાને પાટા બાંધનારને ખોળી કાઢયો અને તેની સામે પોતાનો છુંદાયલો પગ ધર્યો. પેલો તરત સમજી ગયો. તેણે ફરી પાછો પેલો લેપ બનાવીને ચોપડયો અને પાટા લગાવી દીધો. કુતરો પુંછડી હલાવતો ઉભો રહ્યો ને પાટો લગાડવા દીધો. પછી એનો હાથ જરા જરા ચાટયો. જાણે આભાર માન્યો. ને જતો રહ્યો. એ પ્રમાણે બે ચાર વાર એ પાટા નવેસર બંધાવી ગયો. ને એમ કરતાં એનો પગ સાજો થયો.

હવે શું બન્યું તે સાંભળો. એક દહાડો રસ્તામાં એજ કુતરો બીજા બે ચાર કુતરા સાથે રમતો હતો. એવામાં એક ગાડી દોડતી ગઇ ને બીજા એક કુરકુરીયાનો પગ તેની નીચે આવી ગયો. તે ભુંકાભુંક કરવા લાગ્યું. પેલે કુતરે જોયું કે આ તો મારા જેવોજ ઘાટ બન્યો છે. તેણે તુરત પેલા રડતા કુરકુરીયાને કાન વડે ખેંચવા માંડયું ને ખેંચી ખેંચીને તેને પેલાજ કારખાનામાં એ લઇ ગયો; અને પોતાના પાટા

વાળા પાસે લઇ જઇને મૂક્યું. પાટાવાળો પણ સમજી ગયો; તુરત લેપ તૈયાર કરી પાટો બાંધ્યો. એ પ્રમાણે બે ચાર વાર કુરકુરીયાને લઇને એ કુતરો આવી ગયો અને જ્યારે તે સાજું થયું ત્યારે જ આવતો બંધ થયો. કારખાનાવાળા આ જોઇ ઘણાજ રાજી થયા અને જ્યારે જ્યારે તે આવતો ત્યારે ત્યારે તેને દૂધ ને રોટલી આપતા.

૫

## કેવી જુકિત!

ફ્રાન્સના એક ગામમાં એક મઠ હતો. મઠની સાથે સદાવ્રત હતું. ત્યાં વીસ માણસોને રોજ જમાડતા. રોજ સાંજે વીસે માણસો જમી જતા.

મઠમાં એક કુતરો રહેતો હતો. પેલા વીસ માણસો જમતાં જે કંઇ જૂજજાજ છાંડે, વેરે ને પડયું રહે તે એને ખાવા મળતું. પરંતુ બને એવું, કે એને ભાગે ઝાઝું આવેજ નહિ. કેમકે પેલા વીસ માણસ દુકાળીયા જેવા તે છાંડેજ શાના? એટલે કુતરા બિચારાને અડધું પોણું

ભૂખ્યા રહેવા જેવોજ ઘાટ થતો.

હવે આ વીસ જણુને જમાડવાની રીત પણ જાણવા જેવી હતી. મઠની બહાર એક દોરડું હતું. તે ખેંચે એટલે અંદર એક ઘંટ વાગતો. ઘંટ વાગતાંજ રસોઇયો એક નાનકડા બાકોરામાંથી એક પીરસેલી પત્રાળી સેરવી દેતો. આમ સામા માણસનું મ્હોં રસોઇઓ જોવા પામતો નહિ.

કુતરો આ રોજ જોતો. એટલે એક દહાડો એણે પણ બધા ખાઇ ગયા પછી બહાર જઇ ગુપચૂપ દોરડું ખેંચ્યું ને પત્રાળી આવી તે ઝીલી લીધી, અને મોજથી ખાઇ ગયો. પછી તો રોજ તે એમ કરવા લાગ્યો.

પાંચ સાત દહાડા એમ ચાલ્યું એટલે રસોઇયાને પડયો વહેમ. તેને લાગ્યું કે રોટલી રોજ કરતાં વધુ ખપે છે. પછી તેણે બે ત્રણ દહાડા ગણતરી રાખી તો એક પત્રાળી વધારે અપાય છે એમ માલૂમ પડયું ને એ એકવીસમો લુચ્ચો કોણ છે તે પકડવાનું નક્કી કર્યું. બીજે દહાડે બરાબર

ચોકી રાખી તો એકવીસમા નંબર તરીકે કુતરો પકડાઇ ગયો. રસોઇયો અજાયબી પામ્યો અને મઠના મુખ્ય ગુરૂને વાત કહી. તે પરથી તેને ઘણી નવાઇ લાગી ને હરખ પણ થયો. પછી તેના હુકમથી કુતરાને પણ એકવીસમા ખાનારા તરીકે નોંધી લીધો અને કુતરાને રોજ ખાવાનું મળવા લાગ્યું.

૬

## ચોરને પકડયો

એક ઇંગ્રેજ પાસે એક મોટો શિકારી કુતરો હતો. એવા કુતરા માસ્ટીફના નામથી ઓળખાય છે. એક વાર એ ઇંગ્રેજ પેરીસ ગયો હતો, ત્યારે તે ત્યાંનો મોટો બાગ જોવા ગયો. સાથે પોતાના કુતરાને પણ લેતો ગયો. પણ બાગમાં કુતરાંને દાખલ કરવાની મનાઇ હતી. એટલે ચોકીયાતોએ તુરત કુતરાને અટકાવ્યો ને કહ્યું: સાહેબ, તમે એકલા જાઓ. કુતરાને અમે સાચવીશું. અંદર જવા નહિ દેવાય.

કાયદાને કંઇ માન આપ્યા વિના ચાલે? એટલે કુતરાને બહાર રાખી પેલા શેઠ અંદર પધાર્યા. અંદર કલાક દોઢ કલાક ફરીને બધું જોયું ને પછી તે પાછો ફર્યો. પાછા ફરતાં ફરતાં કેટલા વાગ્યા છે તે જોવાની તેને ઇચ્છા થઇ એટલે ઘડીયાળ કાઢવા ગજવામાં હાથ નાંખ્યો, તો ઘડીયાળ ગેબ! ઘડીયાળ ચોરાયલું જણાયું! શેઠ મુંઝાયા. હવે શું કરવું? તુરત કુતરો યાદ આવ્યો. ઘડીયાળના ચોરને પકડવો તે એનું કામ!

દરવાજે જઇ ચોકીયાતને કહે: ભાઇ, મારૂં તો ઘડીયાળ ચોરાયું. તમે આ કુતરાને અંદર આવવા દેવાની મહેરબાની કરો, તો ઘડીયાળનો ચોર પકડાશે.

ચોકીયાતને ગળે એ વાત ઉતરી. કુતરાને છોડયો. ઇંગ્રેજે નિશાનીઓ કરી શું ખોવાયું છે તે કુતરાને સમજાવ્યું. કુતરો તરત સમજી ગયો ને છલાંગ મારતોકને દોડયો. બાગમાં ચોમેર ફરી વળ્યો. આમ ફર્યો, તેમ ફર્યો, માણસોમાં ફર્યો, ઝાડવાંમાં ફર્યો. ને ઝડપ દઇને એક માણસનો

કોટ પકડીને ખેંચ્યો. તેણે બહુ જોર કર્યું પણ કુતરો શાનો કોટ છોડે ? એટલામાં ચોકીયાત ને શેઠ આવી પહોંચ્યા અને પેલાનાં ગજવાં તપાસ્યાં તો એક નહિ, બે નહિ, પણ છ ઘડીયાળ નીકળ્યાં ! છયે ઘડીયાળ ચોરાયલાં ! ચોકીયાતે જોવા માટે તે હાથમાં લીધાં એટલે પંજો મારી કુતરે પોતાના શેઠનું ઘડીયાળ ઝુંટવી લીધું ને શેઠને આપ્યું. તેનું નાક એટલું સરસ, કે પોતાના શેઠનું ઘડીયાળ કયું તે પણ તે પારખી શકયો ! કુતરાઓ આટલા હોંશિયાર હોય છે !

(૭)

## ડેન્ડીની વાત-(૧)

સ્કોટલાંડ દેશ વિલાયતની ઉત્તરે છે ને તેની રાજધાની એડીનબર્ગ નામના શહેરમાં છે. આ એડીનબર્ગના એક રહીશ પાસે ડેન્ડી નામનો કુતરો હતો. એ કુતરો તેણે ન્યુફાઉન્ડલેન્ડથી મંગાવ્યો હતો. ન્યુફાઉન્ડલેન્ડ ટાપુ અમેરિકામાં કેનેડા પ્રાંત પાસે આવેલો છે. તે ટાપુના કુતરાઓ

આખી દુનિયામાં બહુજ વખણાય છે. તેમાંયે આ કુતરો તો એના શેઠનો બોલેબોલ સમજતો ને પડયો ઝીલી લેતો. એ ડેન્ડીની બે ત્રણ વાતો જાણવા જેવી છે.

ડેન્ડી ભારે રમતિયાળ હતો. એનો શેઠ એને બહુ લાડ લડાવે. તેજ પ્રમાણે એના શેઠના દોસ્તારો પણ એને ખૂબ રમાડતા ને અવારનવાર એકાદ આની આપતા. તે આની લઇ ડેન્ડી ભઠીયારખાને જાય અને એક રોટલો ખરીદી ખાઇ જાય.

એક દહાડો એવું બન્યું કે એ રસ્તે જતો હતો તેવામાં શેઠનો એક સગો મળ્યો. તેણે એને ખૂબ પંપાળ્યો, થાબડયો ને પછી આની આપવા ગજવામાં હાથ નાંખ્યો તો પૈસા મળે નહિ. તેણે તુરત કહ્યું: આજે તો ભાઇ, ગજવું ખાલી છે. પૈસા ઘેર રહી ગયા. એમ કહી એ તો ઘર તરફ વળ્યો.

તે ઘેર ગયો ને થોડી વાર થઈ હશે એટલામાં તો બારણું ખખડયું. ઉઘાડીને જુએ તો ડેન્ડી.

ઉભેલો. એ ભાઇ પેલી આની લેવા આવેલા. દોસ્તારે એની મશ્કરી કરી. એક લીસ્સી, નહિ ચાલે એવી આની એને આપી. તે લઇ ડેન્ડી તુરત દોડ્યો તો ખરો, પણ રોટલી મળી નહિ એટલે પાછો આવ્યો. અને રોફમાં પેલી આની ફેંકી, આવા અપમાનથી લાગેલો ગુસ્સો બતાવી, ચાલતો થઇ ગયો!

(૮)

## ડેન્ડીની વાત-(૨)

એક દહાડો એવું બન્યું કે ડેન્ડીના શેઠ ઘેર બહુ મોડા આવ્યા. રાત પડી ગઇ હતી અને ઘરનાં માણસો તો બધાં ઉંઘી ગયાં હતાં. એકલો ડેન્ડી ફક્ત જાગતો હતો. શેઠે કપડાં તો કાઢ્યાં, પણ એના જોડા બહુ સખત ને કઠણ હતા, અને કાઢવાના ખાસ ઓજાર વિના તે નીકળે નહિ. એ ઓજાર હંમેશ જ્યાં પડી રહેતું ત્યાં નજરે ન પડ્યું. શેઠ મુંઝાયા. ડેન્ડીને પૂછ્યું: બુટ કાઢવાનું ક્યાં છે? જા, શોધી લાવ.

તુરત ડેન્ડી ઉઠયો ને ઘરમાં ગયો. તેની પાછળ પાછળ શેઠ ગયો. બે ત્રણ ઓરડા વટાવી ડેન્ડી ઘરને છેક પાછલે નાકે શેઠને લઇ ગયો, અને ત્યાં એક ગોખલામાં પડેલું પેલું ઓજાર બતાવ્યું. શેઠને તરત યાદ આવ્યું કે પોતેજ સવારે એ ત્યાં આગળ મૂકેલું. પોતે એ વાત ભૂલી ગયો પણ ડેન્ડીને એ વાત યાદ રહી. કુતરામાં કેટલીક શકિત માણસ કરતાં પણ વિશેષ ખીલેલી માલમ પડે છે.

૯

## ડેન્ડીની વાત-(૩)

એક દહાડો ડેન્ડીને ત્યાં ખુબ મહેમાન આવ્યાં. થોડો વખત રહી તેઓ જવા તૈયાર થયાં, ત્યારે એક છોકરાના ગજવામાંનો એક આઠ આનાનો સિકકો ( શિલિંગ ) ગુમ થયેલો માલમ પડયો. બાહુ ખોળ્યો, પણ તે જડયો નહિ. દરમિયાન ડેન્ડી તો એ ખોળાખોળ જોયા કરતો ગુપચૂપ એક ખુણે બેસી રહ્યો હતો. જાણે એને એ વાત સાથે કંઈ લેવાદેવાજ ન હોય ને! પછી

જ્યારે બહુ તપાસ કરતાંયે પેલું નાણું જડયું નહિ, ત્યારે ટેન્ડીના શેઠે ટેન્ડી તરફ નજર કરી, ને બોલ્યા: ટેન્ડી, એ અડધો તેં જોયો છે? ખોળી કાઢશે તો તને ગોળપાપડી ખવડાવીશ.

એ સાંભળી ટેન્ડી તો છલાંગ મારીને ઉભો થયો. શેઠ પાસે ગયો, ને તેના પગ આગળ પેલો સિક્કો મૂકયો, કેમકે એ એના મોઢાંમાંજ હતો! જ્યારે એ પડી ગયો ત્યારે એણે ઉંચકી લીધેલો અને સોની ઠેકડી કરતો હોય તેમ, તેઓ શોધાશોધ કરતાં હતાં ત્યારે, મ્હોંમાં રાખી મૂકેલો. કુતરાઓને મજાક મશ્કરી કરતાં પણ આવડે છે!

૧૦

## આણીનો મદદગાર

વિલાયતમાં ડી નામની એક એક નદી છે. ચોમાસામાં ત્યાં તો બરફનોયે વરસાદ પડે ને તે વેળા આખી નદી ઠરી જાય—બરફમય બની જાય. બરફ નક્કર હોય એટલે ઘણી વાર લોકો તેના ઉપર થઇને ચાલ્યા પણ જાય. ઘણી વાર તે એટલું

સખત હોય કે ગાડી ઘોડા પણ જઇ શકે. એટલું ખરૂં, કે વચ્ચે યા બાજુમાંથી ઉપલું પડ આછું રહી નીચે પોલું પડી ગયું હોય તો અંદર પડી જવાય. એવું પણ ઘણી વાર બને.

એક વાર એક ભાઇ સાહેબ પોતાના કુતરાને સાથે લઇને નીકળ્યા. ડી નદી બરફમય બની ગઇ હતી. તેના ઉપર થઇ જવાનું હતું. કુતરો ને તે બંને ચાલતા હતા.

કુતરો આગળ આગળ દોડતો હતો. તેનો શેઠ પોતાની બંદુક સાથે પાછળ ચાલતો હતો. અચાનક શેઠના ભારથી બરફનું ગચીઉં અંદર બેસી ગયું ને તે અંદર પડી ગયો. બરફની નીચે ખળખળ પાણી વહે. તેમાં એ તણાઇજ જાત. પણ બંદુકને લીધે એ તણાતો બચ્યો. બંદુક બાકોરા પર આડી અટકી રહી, તેને પેલો ઝાલી રહ્યો; ને તેને આધારે લટકી રહ્યો. કુતરે થોડે જઇને જોયું તો શેઠ કંઇ દેખાય નહિ. પાછો ફર્યો. શેઠની દશા નજરે પડી. જોતાંજ સમજ્યો. તુરત મદદ

આણવા દોડયો.

પાસેના ગામમાં જઇ જે માણસ પહેલો મળ્યો, તેનો ડગલો એણે તો ખેંચવા માંડયો. તે માણસ તો બીધો ને ડગલો છોડાવવા લાગ્યો. પણ કુતરાનું દયામણું મ્હોં જોઇ એને લાગ્યું કે આ મને કશે લઇ જવા ધારે છે. પછી એ તો કુતરાની સાથે સાથે ગયો. નદી પર જઇને જુએ છે તો પેલા ભાઇ ગરક થઇ જવાની તૈયારીમાં. એણે તરત તેને ખેંચી લીધો. આમ કુતરે શેઠનો જીવ બચાવ્યો.

(૧૧)

## ગોવાળનો કુતરો

એક ગોવાળ પાસે એક કુતરો હતો. એક વાર એ કોઇક ભાઇબંધ સાથે વાત કરતો હતો, ને કુતરાભાઇ પાસેજ અમથા આંખ મીંચીને પડયા હતા. એવામાં ગોવાળે કુતરાની જરા ઠેકડી કરવા ધાર્યું. વાતમાં ને વાતમાં તે બોલી ઉઠયો: ઓ, આપણી ગાય ભડકીને ભાગી! કુતરે તે સાંભળ્યું ને તરત કુદીને ઉભો થયો.

બારીએથી કુદકો માર્યો. આમ તેમ ફરી આવ્યો. જોયું તો ગાય બરાબર બાંધેલી હતી. વળી પાછો આવી પોતાની જગાએ એ પડયો. વળી થોડી વાર થઇ, એટલે પાછો ગોવાળ એજ પ્રમાણે બોલ્યો. કુતરાને લાગ્યું, કે આ વેળા તો સાચું હશે. તરત બહાર નીકળ્યો ને તપાસ કરી. જુએ તો ગાય બરાબર બાંધેલી હતી. વળી પાછો આવીને સૂઇ ગયો. વળી ગોવાળ ત્રીજી વાર એજ બોલ બોલ્યો. આ વેળા તો કુતરાએ જરા પણ મચક ન આપી. તે ઉભો તો થયો, પુંછડી હલાવી. પણ જાણે "આમ મશ્કરી કરો છો!" કહેતો હોય, તેમ શેઠ સામે જોયું. શેઠ ને પેલો ભાઇબંધ હસ્યા. કુતરાને આથી ગુસ્સો ચઢયો, અને ધીમે સાદે ઘુરકતો ઘુરકતો ઓરડામાંથી બહાર નીકળી ગયો, ને પોતાની રીસ બરાબર બતાવી.

(૧૨)

## વહાણ બચ્યું!

વિલાયતમાં કેન્ટ નામનો એક તાલુકો દરિયા

કિનારે આવેલો છે. એ કિનારા તરફ એક વેળા એક વહાણ ઘસડાઇ ગયું. દરિયામાં તોફાન ભારે હતું. પવન બહુ ફુંકાતો હતો. મોજાં પણ બેશુમાર ઉછળતાં હતાં, અને પેલા વહાણ સાથે અથડાતાં હતાં. એમ લાગ્યું કે વહાણના ભુકેભુકા હમણાંજ થઇ જશે. વહાણમાં આઠ ખલાસી હતા. મુસાફરો તેમને બૂમ પાડતા, કે બચાવો રે બચાવો. પણ મોજાં એવાં જોરાવર હતાં કે વહાણ પરની નાની હોડકીઓ દરિઆમાં ઉતારી શકાય તેમ નહોતું.

બીજી બાજુ કિનારા પર એક મોટું ટોળું ભેગું થયું હતું ને આ ડૂબતા વહાણ તરફ જોતું હતું; પણ તેને કેમ બચાવવું એ કોઇને સૂઝે નહિ. એ બધામાં એક ભાઈ પોતાના કુતરા સાથે આવેલા હતા. તેણે પોતાની લાકડી એક દોરડા સાથે બાંધી ને પોતાના કુતરાના મ્હોંમાં આપી. દોરડાનો એક છેડો પોતે રાખ્યો. પછી દોરડું પેલા વહાણવાળાઓ પાસે લઇ જવા તેણે કુતરાને

ફરમાવ્યું. કુતરો એનો હુકમ બરાબર સમજી ગયો. તે લાકડી મ્હોંમાં લઇને તુરત તોફાની દરિયામાં કુદી પડયો ને મોજાંઓ સાથે બાથ ભીડતો તરતો ચાલ્યો. એને કઠણ તો બહુ પડયું. પાણી બહુ ઉછળતાં હતાં. જોશ ઘણું હતું. દિશા સાચવવી મુશ્કેલ પડતી હતી. થાક તો કહે મારૂં કામ. જેમ તેમ એ વહાણથી થોડે દૂર સુધી પહોંચ્યો. વહાણ પરના માણસોએ એને જોયો. એને વધુ મહેનત આપવી તેમને ઠીક ન લાગી. તેમણે એક લાકડી સાથે એક દોરડું બાંધી લાકડી એના તરફ નાંખી. કુતરો સમજી ગયો. પોતાની લાકડી મૂકી દઇ એણે તરત તે લાકડી લઇ લીધી ને પાછો તરતો તરતો કિનારે ગયો. હવે વહાણ ને કિનારો દોરડાથી સંધાયા. પછી વહાણવાળાઓએ નાની હોડકી ઉતારી તેમાં માણસોને બેસાડ્યાં ને કિનારા પરના માણસોએ તે હોડીને પોતા તરફ ખેંચી લીધી. એમ કરતાં કરતાં બધા માણસો બચી ગયાં. તેનો બધો જશ પેલા કુતરાનેજ કની?

## (૧૪)

## કેવો પ્રેમાળ!

સ્વીડનની રાજધાનીનું નામ સ્ટોકહોમ. ત્યાં એક રહીશ પાસે એક કુતરો હતો. તેનું નામ એણે ફ્રીડેલ પાડેલું. ફ્રીડેલ બહુ અજબ જેવો કુતરો હતો ને તે બહુજ જાણીતો થયો છે.

ફ્રીડેલનો શેઠ જુવાન ઉમ્મરેજ ગુજરી ગયો. ફ્રીડેલના શોકનો પાર ન મળે. શેઠની ઠાઠડીની પાછળ પાછળ એ કબરસ્તાનમાં પણ ગયો. દાટવાનું કામ કરીને સૌ ગયા, પછી એણે તો ત્યાંજ ધામા નાંખ્યા. એજ ઘર ને એજ બાર. મરવું તોયે ત્યાંજ ને જીવવું તોયે ત્યાંજ. કેટલાક માણસોએ એને લલચાવી બીજે લઇ જવા મહેનત કરી, પણ રામ રામ!—એ શાનો ત્યાંથી ખસે!? પોતાના વહાલા શેઠની કબર પાસેથી એ તસુભર પણ ન ખસ્યો. ખાવા પીવાની પણ દરકાર કેવી!? એણે તો જાણે શેઠની પાછળ મરવાનોજ ઠરાવ કરેલો, કે શું?

બે દહાડા ગયા, ચાર દહાડા ગયા. ભૂખ્યો ને તરસ્યો ફીડેલ તો ત્યાં બેઠો જ રહે. એની આંખમાંથી દડદડ આંસુ પડે. કોઇક ભલી બાઇને ખબર પડી કે ફીડેલ તો શેઠની પાછળ મરવા બેઠો છે. તેને દયા આવી તેથી એને રોજ ખાવાનું મોકલવા માંડયું. ખાવાનું આવે તે ખાય; પાણી આવે તે પીયે; પણ બેઠો તો કબર પરજ રહે. શિયાળો આવ્યો ને ટાઢ તો કહે કે મારૂં કામ: પણ ફીડેલને કંઇ તેની પરવા ન મળે! વળી પેલી ભલી બાઇને દયા આવી ને કામળો તથા ઓઢવાનાં મોકલ્યાં. નહિ તો તેનું યે એને દુ:ખ નહિ—એટલો બધો એ એના શેઠના મરણથી ઝૂરતો હતો!

એમ ને એમ એણે કેટલાંય વરસ કાઢી નાંખ્યાં. કહે છે કે વખત જતાં ગમે તેવું દુ:ખ ભૂલી જવાય છે. પણ ફીડેલનું દુ:ખ તો વખતે પણ ઓછું ન કર્યું. તે તો બસ ત્યાંજ બેસી રહ્યો. પવનના વંટોળીયા થાય, બરફના વરસાદ વરસે, ધગધગતી લૂ વરસે, તોયે એ ત્યાંનો ત્યાં. એક

દહાડો પેલી બાઇ માંદી પડી હશે, તે એના તરફ ધ્યાન ન અપાયું; ને ચોરટા ભિખારીઓ એના રોટલા ચોરી ગયા. તોયે ફીડેલ ત્યાંજ પડી રહ્યો. પછી તો રોજ ચોરી થવા લાગી. બે ચાર દહાડા એમ થયા પછી ફીડેલ એક દહાડો ચોર સામે ધસવા ગયો, પણ થાક અને અશક્તિને લીધે પડી ગયો ને મરણ પામ્યો. આ કુતરાનો જોટો દુનિયાભરમાં નહિ જડે.

(૧૪)

## જાનને જોખમે

આગબોટમાં એક બાઇ ને તેનું છોકરૂં મુસાફરી કરે. બાઇ હતી મોટી શેઠાણી. બાળક એકનું એક હતું.

વચ્ચે એક બંદર આવ્યું. આગબોટ ઉભી રહી. બાળકને લઇ આયા તુતક પર ફરે. નીચે પાણી ખળખળ વહે. આયાએ નજર નીચે કરી, ત્યાં તો છોકરૂં ઉછળ્યું ને પડયું અંદર.

હો હો થઇ ગઇ. માનો તો જાણે જીવ કપાઇ

ગયો. આયાના જીવમાંયે જીવ નહિ.

એક બીજો મુસાફર હતો. તેની પાસે ન્યુફાઉન્ડલાંડ કુતરો. તેને ખબર પડી. આયાને કહેઃ બચ્ચાનું ઝબલું આપો. ઝબલું કુતરાને સુંઘાડયું, પાણી બતાવ્યું ને કહેઃ જાઓ બેટા.

કુતરે તો માર્યો ભુસકો. એની સુંઘવાની શકિત તે એનીજ. તુરત એ તો બાળકની પાછળ પડયું. પાણીનું જોશ તો કહ્યું જાય નહિ. કુતરાને થાક ચઢવા લાગ્યો.

કિનારાવાળાની નજર પડી. જાણે કુતરો ને બાળક બંને ડૂબ્યાં. તરત હોડકી ઉતારી. બે કે એક જે બચે તે ખરૂં. કુતરાને તો સાસ ચાલે. ફેં ફેં થઇ ગયલો. જાણે દમ ઉપડયો. પણ મ્હોંમાં કંઇ લઇને હોડી તરફ તરતો જાય. બચવાની આશા નહિ જેવી. એટલો થાક એને લાગેલો.

હોડીને તો પૂરપાટ દોડાવી. સહેજમાં કુતરો ડૂબી જાત. હોડીએ બચાવી લીધો. બચ્ચાં સાથે કુતરો હોડીમાં આવ્યો. હોડીવાળે બૂમ પાડીઃ

બંને જુવે છે.

આગબોટ પર લઇ ગયાં. મા તો છાતીફાટ રડતી હતી. કુતરાને વળગી પડી. જાણે માજણ્યો ભાઈ ન હોય!

શેઠાણી કુતરાના શેઠને કહે: ભાઇ તમારે જોઇએ તે લ્યો, પણ આ કુતરો મને આપો. હું એને મારા બચ્ચાની પેરે પાળીશ. તમારે જોઇએ તો લાખ રૂપિયા લ્યો, પણ કુતરો મારે જોઇએ.

પણ કુતરાના શેઠે તો ડોકું ધુણાવ્યું: ના બ્હેન, ના, એ ન બને. એ કુતરો તો નજ અપાય.

કુતરો પણ સાંભળતો હતો. વાતમાં તેનું ધ્યાન હતું. ચડપ લઇને ઉઠયો ને શેઠની પાસે જઇ બેઠો. જાણે એમ કહેતો હતો: એમનાથી જુદો નહિ પડું, એ વાત તો બનેજ નહિ.

(૧૫)

## શરત કેવી પાળી!

પેરીસના વેપારીએ ભાઇબંધ સાથે શરત મારી: તું એક વાર ધૂળમાં રૂપિયો સંતાડે, તોય

મારો કુતરો તે મને લાવી આપે.

ભાઇબંધ કહે: કબુલ છે.

પછી તો એક રૂપાના સિક્કાને ઓળખ માટે નિશાની કરી ને રસ્તે જતાં એક જગાએ ધૂળની નીચે મૂક્યો. આગળ ચાલ્યા. થોડે જઈ વેપારી કુતરાને કહે: ટીપુ, મારૂં કંઇક પડી ગયું છે. જા, જઇને ખોળી લાવ. કુતરો પાછો વળ્યો, ને પેલા બે ભાઇબંધો તો ઘર તરફ ગયા.

બન્યું એવું કે કોઇ ઘોડેસવારના ઘોડાનો પગ રૂપિયા પર પડ્યો ને રૂપિયો ધૂળ બહાર નીકળી આવ્યો. સવારે જોયો. લઇને ગજવામાં મૂક્યો.

સવારનું રૂપિયો લેવું ને કુતરાનું આવી પહોંચવું! બસ! થઇ રહ્યું! કુતરો તો સવારની પાછળ પડ્યો.

સવારે તો ધરમશાળામાં મુકામ કર્યો. કુતરો પણ ત્યાં જઇને ચોંટ્યો. પોતાના શેઠના રૂપિયાની એને ચોકખી ગંધ આવતી.

એ તો આમ ઉછળે ને તેમ નાચે. સવારને

લાગ્યું: કોઇકનો ખોવાયલો કુતરો છે ને મારી સાથે ગેલ કરે છે. ભલે, એને હું પાળીશ.

એણે તો એને ખવડાવ્યું ને પીવડાવ્યું. રાત પડી ત્યારે પોતાના ઓરડામાંજ રાખ્યો.

એણે ડગલો ખીંટીએ ટંગાવવાનીજ વાર, ત્યાં તો કુતરો કુદ્યો. સવાર જાણે, હશે. રમત કરે છે. એણે ડગલો લઇ પાછો મૂકયો. ત્યાં તો કુતરે બારણા ભણી ભસવા માંડયું. એને બહાર જવું હશે ધારી બારણું ઉઘાડયું. બારણું ઉઘડતાંજ ફરી ડગલો ખેંચીને કુતરો તો નાઠો, ને સવાર એની પાછળ પડયો. ડગલામાં એની થેલી હતી ને થેલી તો ભરપુર હતી. બંને દોડ્યા દોડ્યા જાય.

કુતરો તો શેઠને ઘેર પહોંચ્યો. પાછળ સવાર આવ્યો ને વેપારીને ધમકાવ્યો. વેપારી કહે: મારો કુતરો રાંક ને ભલો છે. કોઇને કરડે નહિ. કોઇને દુ:ખ દે નહિ. તમારા ડગલામાં મારૂં કંઇક હશે તોજ એ એને અડયો હશે.

સવાર તો રાતો થાય ને પીળો થાય. વેપારી કહેઃ ઠંડા પડો. તમારા ગજવામાં અમુક નિશાની વાળો રૂપિયો નીકળે તો શું આપશો ? એ રૂપિયો તમને રસ્તા પર બાવળના ઝાડથી થોડે દૂર ધૂળ-માંથી જડેલો. તે તમારા ડગલામાં હશે ને તેથીજ મારો કુતરો ડગલો ખેંચી લાવ્યો.

સવાર તો દાંતે આંગળાં કરડેઃ હા ભાઇ, વાત તો ખરી છે.

રૂપિયો એણે આપી દીધો. કુતરાને ખુબ થાબડયો. થાબડયો ને પંપાળ્યો. પોતાને દીધેલું દુઃખ સવાર વીસરી ગયો.

(૧૯)

## કેવો આત્મભોગ!

દૂર દેશાવરની વાત છે.

પહાડો પાસે ભરવાડ રહે. તેને ત્રણ વરસનો દીકરો. એક રૂપાળો કુતરો ઘરની ને ઘેટાંની ચોકી કરે.

એક દહાડો બાપદીકરો ફરવા નીકળ્યા. પહાડ

પર ગયા. સાથે કુતરો હતો.

પણ બાપને તો બહુ ઉંચે ચઢવું હતું. ત્રણ વરસના છોકરાનો તો ભાર ઝાઝો હોય. એટલે કેમ ઉંચકાય? અડધે ચઢ્યા એટલે ભરવાડ કહે: બેટા, આ ઝાડ તળે બેસી રહેજે, હું હમણાંજ આવું છું. છોકરાને બેસાડયો ને ભરવાડ ઉંચે ગયો. કુતરા વિષે ધ્યાન ન રહ્યું.

પછી તો ધડાધડ વાદળાં ચઢ્યાં. કડાકા થવા લાગ્યા, મુશળધાર વરસાદ વરસ્યો. અંધારૂં તો એવું થઈ ગયું કે સામે શું છે તેય ના દેખાય. ભરવાડ તો ભૂલો પડયો.

ભૂલો તો એવો પડયો કે બે ચાર ટેકરી ચઢયો ઉતર્યો, ત્યારે માંડ ઘરની દિશા સૂઝી. પછી ગયો દીકરાની ખોળમાં. આમ રખડયો તેમ રખડયો, પણ દીકરાની ભાળ ન મળી. રાત પડી એટલે રડમસ ચહેરે ઘેર આવ્યો.

બીજે દિવસે વહેલો ઉઠી પાછો ખોળવા નીકળ્યો. સાથે મદદમાં સગાવહાલાં પણ આવ્યાં.

પણ રખડી રઝળી સૌ પાછા ફર્યાં. કંઈ વળ્યું નહિ.

ઘેર આવ્યા, ત્યાં ખબર પડી કે કુતરો આવ્યો હતો ને એક રોટલી મ્હોંમાં લઇને ચાલ્યો ગયો છે. રોટલી ખાધી નહિ, પણ લઇને ગયો.

ભરવાડ તો રોજ પહાડોમાં જાય, રોજ ખોળ કરે ને રડતે ચહેરે પાછો ફરેઃ પ્યારા દીકરાનો પત્તો નથી. રોજ એને ખબર પડે કે કુતરો આવ્યો હતો ને રોટલી લઇને ચાલ્યો ગયો. કુતરો ફક્ત એમ રોટલી લેવા આવી જાય.

એને લાગી નવાઇ. રોજ નહિ ને હમણાં કુતરો આમ કેમ કરે છે? ચાર પાંચ દહાડા થયા હતા. એક દિવસ પોતે ઘેર રહ્યો. કુતરો આવ્યો. રોટલી લીધી. ચાલવા માંડ્યું. ભરવાડે પીછો પકડ્યો.

કુતરો તો ચાલ્યો ચાલ્યો જાય. એ તો ટેકરો ચઢ્યો ને ખીણ ઉતર્યો. જ્યાં દીકરાને બેસાડેલો તેની પાસે ખાઈ હતી. તેમાં સાચવીને ઉતર્યો. ભરવાડ પણ પાછળ પાછળ જાય. મ્હોંમાં રોટલી

છે પણ કુતરો ખાતો નથી. તે લઇનેજ ચાલ્યો જાય છે.

ખાઇમાં ઉતરી થોડે ચાલ્યો. ત્યાં પાણીનો વહેળો આવ્યો. વહેળા પાસે એક ટેકરો, ને ટેકરામાં મોટું બાકોરૂં. જાણે ગુફાજ જોઇ લેવી. કુતરો તો રોટલી સાથે તેમાં પેઠો. કળે કળે ભરવાડ પણ ગયો; તો આહા! ત્યાં બેઠેલું એનું ત્રણ વરસનું લાડકું બાળક! એની આંખમાં તો હરખનાં આંસુ આવ્યાં. બાળકને એ ભેટી પડયો. બાળક પેલી રોટલી ખાતું'તું. ને કુતરો હરખતે હૈયે હસતી આંખે જોતો હતો.

હવે ભરવાડને સમજાયું કે કુતરો તો રાત ને દહાડો અહિં અફાટ જંગલમાં એના દીકરાની ચોકી કરતો ને પોતાની ખાવાની રોટલી લાવી એને ખવડાવતો. બાળક કોણ જાણે કેમ ત્યાં આવ્યું તે ના સમજાયું. પણ કુતરાએ વાસે વાસે તેનો પત્તો મેળવેલો; ને રોજ આમ પોતે ભૂખ્યો રહી એને ખવડાવે ને રાત દહાડો એની સંભાળ

લે. ફક્ત ખાવાની વેળાએ દોડતો જાય, દોડતો આવે, ને રોટલી લાવે.

ભરવાડ કુતરાને ભેટી પડયો.

કુતરા ! તારીયે બલિહારી છે !

(૧૭)

## ખરો નિમકહલાલ

શિયાળો હતો. ઠંડી ઝાઝી. વરસાદ પણ પડી ગયેલો. ને વળી લંડન શહેર !

એક કોઈ ભાઈ રસ્તે થઇને જાય. એવામાં એક કુતરો મળ્યો. કુતરો પણ જોવા જેવો. નર્યું હાડપિંજરસ્તો. હાડકેહાડકાં નીકળેલાં. ડાચાં બેસી ગયેલાં. જાણે કેટલા વરસથી કંઈ ખાધુંજ ન હોય ને, તેમ !

વારૂ. પણ એ ભાઈના ગળામાં એક નાનકડી ટોપલી લટકાવેલી. પેલા રસ્તે ચાલનારાને અજાયબી થઇ. અજાયબી ટોપલા માટે નહિ, અજાયબી તો પેલા કુતરાના શરીર માટે. ચિઠ્ઠીપત્રી મોકલવા માટે જે માણસ આમ કુતરો રાખે એ એને

પાંશરૂં ખવડાવેય નહિ ? આવો ભૂખે અધમૂઆ રાખે ! એ કેમ બને ? એ ભાઇ તો નવાઇ પામ્યા ને પેલાની પાછળ પાછળ ચાલવા લાગ્યા.

કુતરો ચાલ્યો ચાલ્યો જાય, પાછળ પેલા ભાઇ પણ જાય.

થોડું ચાલ્યા પછી એ એક ગલીમાં પેઠો. એ ગલીમાં એક મોટું ચોગાન હતું. ત્યાં કેટલાક તબેલા પણ હતા. તબેલાના રખવાળો ને ગાડીવાનો ત્યાં ને ત્યાં ફર્યાં કરે.

પેલો કુતરો ત્યાં આવ્યો, ઉભો, ને પછી તો પાછલે પગે ઉભો થઇ ગયો. પછી એમ ને એમ ગોળ કુંડાળે ફરવા લાગ્યો. પેલા રખવાળો ને રસ્તે જનારાં આવનારાં એ જોઇ નવાઇ પામ્યાં ને કુંડાળું કરીને ત્યાંજ ઉભાં રહ્યાં. કુતરાભાઈ પાંચ વાર ફર્યા પછી ઉભા રહ્યા ને જાણે સિપાઈ ચોકીએ ઉભો હોય એવો ડોળ કરવા લાગ્યા. ડોળ એવો આબાદ, કે કોઇને પણ ખડખડ હસવુંજ આવે. થોડી વાર પછી એણે એ દેખાવ પૂરો કર્યો. જરા આરામ લીધો. પછી

બીજો દેખાવ કર્યો. આગલા પગ પર ઉભો થયો. માથું નીચે ને પાછલા પગ ઉંચે. પછી થોડીવારે જમીન પર સૂઇ ગયો ને મરી જવાનો ઢોંગ કર્યો. જાણે છેલ્લાં ડચકીયાં આવે. આ હમણાં મરી ગયો– હમણાં મરી ગયો ! ધમધમ સાસ ચાલે, શરીર જાણે તૂટી તૂટી જાય ! એવો આબાદ ખેલ ભજવ્યો, કે એક બાઇ જોતી હતી તે લગભગ રડુંરડું થઇ ગઇ. પછી એક મિનિટ જાણે મુડદા રૂપે એ પડી રહ્યો. પછી ઉભો થઇ ડીલ ખંખેરી નાંખ્યું, જાણે એમ કહ્યું કે ખેલ ખલાસ ! અને પાછલે પગે ઉભો થઇ ફરવા લાગ્યો. સૌ પાસે જાય ને જાણે ભીખ માંગે. આંખોને ઇશારે બોલે કે: મેં બહુ ખેલ કર્યા. મને પૈ પૈસો આપો. એના ગળામાંની ટોપલી ઉપરથી ઢાંકણાવાળી હતી. ઢાંકણીમાં એક ગોળ કાણું. જેને પૈ પૈસો નાંખવો હોય તે કાણાં- માંથી નાંખે. પેલા જે ભાઇ કુતરાની પાછળ પાછળ આવેલા તેણે એક અડધો (રૂપિયો) નાંખ્યો. નાંખતાં નીચો વળ્યો તો એક ચિઠ્ઠી પણ કુતરાને

ગળે લટકાવેલી જણાઇ. તે પર લખેલું: આ કુતરો ગરીબ માણસનો છે. તે માણસ માંદો છે. પથારી-વશ છે. કુતરો તેને સારૂ ખેલ કરી કમાય છે. કૃપા કરો એને થોડુંઘણું કંઈ કંઇ આપશો. કોઇ એને કનડશો નહિ. રસ્તે આવતાં પજવશો નહિ.

કુતરો સૌની પાસે ફર્યો. કોઈ કંઇ પૈ પૈસો નાંખે કે પુંછડી હલાવે. લગભગ બધાએ કંઈ કંઇ આપ્યું. એ પત્યું એટલે એણે એક વાર ભોં ભોં કર્યું—જાણે રામરામ કહ્યા—ને પછી પાછો ઉપડયો.

પેલા ભાઇ પણ એની પાછળ પાછળ ચાલવા મંડ્યા. પણ ધોરી રસ્તે તો કુતરે જોશભેર દોડવા માંડયું. પેલા ભાઇથી કંઇ એની સાથે દોડાય નહિ. એટલે ગાડી કરી. ગાડીવાળાને કહ્યું: પેલા કુતરા-ની પાછળ પાછળ દોડાવ.

ગાડીવાળો અજાયબી પામ્યો.

કુતરો છેવટે એક ગલીમાં પેંઠો. ત્યાં ગાડી પેંસે તેવું નહોતું. પેલા ભાઇ ઉતરીને ગલીમાં પેંઠા. કુતરો એક પડિયલ મકાન આગળ આવ્યો.

અંદર ગયો. પેલા ભાઇ પણ અંદર ગયા. માળે ગયા. કુતરાએ બારણાં પાસે જઈ એક દોરી ખેંચી; આગળો પડી ગયો. તે અંદર ગયો. પેલા ગૃહસ્થ પણ અંદર ગયા. કુતરાનો માલિક ત્યાંજ હતો. ફાટી તૂટી પથારી પર પડેલો. મરવા જેવો હતો. કુતરાએ પેલી ટોપલી ત્યાં ખાલી કરી.

માલિક સાજો હતો ત્યારેય કુતરાના ખેલથી કમાતો. માંદો પડયો ત્યારે કુતરો એકલો ખેલ કરી એને કમાઇ આપવા લાગ્યો.

પેલા ભાઇને આ વાતનું બહુ કૌતુક લાગ્યું.

આખરે શેઠ મરી ગયો ત્યારે કુતરો તેની ઠાઠડીની પાછળ પાછળ ગયો. કબર સુધી ગયો. પેલા ભાઇ ત્યાંથી એને લઇ આવ્યા. પણ એણે તો રડી રડીને બળીયાગું મચાવ્યું. એને ટોપલી જોઇતી હતી. આ નવા શેઠે ટોપલી આપી. એ પાછો બહાર ગયો, કમાઈ લાવ્યો ને પૈસા કબર પર મૂકયા. પછી રડતો ત્યાં બેઠો. વળી જમીન ખોતરવા લાગ્યો. વળી બહાર ગયો. વળી

પૈસા લાવ્યો ને કબર પર મૂક્યા. એમ બે ત્રણ વાર કર્યું. પણ શેઠ કબરમાંથી નીકળે નહિ, ને પૈસા લે નહિ. એટલે છેવટે એ ત્યાં લાંબો થઇને પડી રહ્યો. બીજે દિવસે નવા શેઠે જઇને જોયું, તો ત્યાં કુતરો નહોતો—તેનું મુડદું જ હતું! પોતાના શેઠની લાગણીમાં ઝૂરી ઝૂરી એ પણ મૂઓ હતો!

કુતરો તો બહુ સરસ પ્રાણી છે.

કુતરો પાળે કોણ કોણ?
કુતરો પાળે સૌ કોઇ;
કુતરો કેવાં કામ કરે!
કુતરાની બલિહારી ભાઈ!

# નવા યુગનાં રમકડાં

**સેટ ૧ લો**

| | |
|---|---|
| ૧ ટોલ્સ્ટોયની ત્રણ વાતો | ૦–૫–૦ |
| ૨ બકુલ | ૦–૬–૦ |
| ૩ બિરબલનો બન્ધુ | ૦–૮–૦ |
| ૪ મૂરખરાજ (ટોલ્સ્ટોય) | ૦–૮–૦ |
| ૫ નીલમ | ૦–૬–૦ |
| ૬ ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦–૪–૦ |
| ૭ બાળવિહાર (૧) | ૦-૧૨-૦ |
| ૮ જયબજરંગ | ૦–૬–૦ |
| ૯ વાઘોનું વન | ૦–૪–૦ |
| ૧૦ જાદુઈ હાર | ૦–૪–૦ |
| ૧૧ બરફીપુરી | ૦–૪–૦ |
| ૧૨ સોનાકુમારી | ૦–૪–૦ |
| ૧૩ તોફાની ટીપુડો | ૦–૬–૦ |
| ૧૪ કચુંબર | ૦–૩–૦ |
| ૧૫ ધૂપસળી | ૦–૪–૦ |
| ૧૬ બાળવિહાર (૨) | ૦–૬–૦ |
| ૧૭ મોતીના દાણા | ૦–૫–૦ |
| ૧૮ એક હતો ક્તરો— | ૦–૪–૦ |
| ૧૯ કેરીનાં ભજીયાં | ૦–૩–૦ |
| ૨૦ નવનીત | ૦–૩–૦ |
| ૨૧ મેઘધનુષ | ૦–૪–૦ |
| ૨૨ મિયાઉં | ૦–૧–૦ |
| ૨૩ હાથી ધમધમ ચાલે | ૦–૧–૦ |
| ૨૪ બાળ ડાયરી | ૦–૩–૦ |
| ૨૫ ચોપગાંની ચતુરાઇ | ૦–૪–૦ |
| ૨૬ ગધેડાનું રાજ | ૦–૧–૦ |
| ૨૭ રમકડાંની દુકાન | ૦–૧–૦ |
| ૨૮ જાદુઇ જમરૂખ | ૦–૧–૦ |
| ૨૯ મકનો મસ્તાનો | ૦–૧–૬ |
| ૩૦ બંગાળી બિરબલ | ૦–૬–૦ |

કુલ ૮–૦–૬ ને બદલે આખો સેટ લેનારને છ રૂ.માં ફેન્સી બાક્સ સાથે. પોસ્ટેજ રૂ. ૧. સ્ટેશનવાળા ગામે રેલ્વે પાર્સલ સસ્તું પડે.

**સેટ બીજો:**

| | |
|---|---|
| ૧ ભૂલભૂલામણિ | ૦)- |
| ૨ સવાકાની આપવીતી | ૦)- |
| ૩ ખોટી ખોટી વાતો | ૦। |
| ૪ સિપાઈદાદા | ૦)=॥ |
| ૫ મધપૂડો | ૦॥ |
| ૬ કોલસાકાકા | ૦।- |
| ૭ સમરસ | ૦)≡ |
| ૮ કીર્તિસ્તંભ | ૦। |

નવી ચોપડીઓ તૈયાર થાય છે.

**મોટા બાળકો-કુમારો માટે**

| | |
|---|---|
| બલિદાન | ૦।- |
| બ્રહ્માંડનો ભેદ | ૩॥ |
| પારસમણિ | ૨) |
| ગીતાંજલિ | ૧। |
| પાંડવગુપ્તનિવાસ | ૦॥ |
| ખાંયણાં | ૦।- |
| નીતિધર્મ | ૦॥ |

ગાંડીવ